# મોજશોખની મ્હોકાણ

યાને

## સમયની બલિહારી



પ્રકાશક.

રામજી પરશોતમદાસ સોલંકી (બોટાદવાળા)

શાહપુર—અમદાવાદ

કીમત એક આનો.

# મોજશોખની મ્હોકાણ

યાને

# સમયની બલિહારી



પ્રકાશક.

શામજી પરશોતમદાસ સોલંકી (બોટાદવાળા)

શાહપુર—અમદાવાદ.

આવૃતી ૧ લી  પ્રત ૩૦૦૦

સંવત ૧૯૮૭  સને ૧૯૩૧

રોયલ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ રાયચંદ હીરાચંદે છાપી

કાલુપુર કપાશીયા બજાર—અમદાવાદ.

કીંમત એક આનો.

૧૬૦૭૫

# મોજશોખની મહોકાણ

યાને

## સમયની બલિહારી.

ગાયન ૧ લું

વિચારી ચાલજો ભાઇ ફેસનમાં સાર ના કાંઇરે.
ઘરનું ખાણું ભાઇને ના ભાવે હૉટલમાં થાતાં ખરાબ
ભજીયાં પુરી પ્રીતિથી ખાવા જાતાં એ
સોડા લેમનના બાટલાના પાણી પેટમાં જાયે બહુ,
સરબત, આઇસક્રીમ, દુધ કોલ્ડ્રીંગે દાટ વાળ્યો શું કહું વિચારી
દુધ તો ભાઇને દીઠું ગમેના કપ જોઇયે ચાના ત્રણચાર,
હાલતા ચાલતા હોટલે જાતા, મુરખ એવા ગમાર વિચારી
નાટક સીનેમાના નાદજ જોવા ભાઇ હમેશાં જાય,
પૈસા બરબાદી થાયછે પુરા વળી આંખો ખરાબી થાય. વિચારી
ભભકા ભારી બહુ કપડા કેરાં શોભે હાથમાં સીગારેટ
હાંડલા ઘરમાં કુસ્તી કરતાં અને ચાલતાં લાગે શેઠ વિચારી
બહુ ફેશનેબલ બારીક વસ્ત્રો પહેરવાને દીલ ચ્હાય
લાજ શરમ છેક નેવે મુકી નગ્ન દેખાયે કાય વિચારી
વિવિધ પ્રકારના મોજ શોખોમાં પૈસા ખરાબી થાય,
કહે શામજી આંધળા એવા મુરખ મન મલકાય. વિચારી

### ગાયન ૨ જુ

# મેટ્રીક ભણેલાની મુસીબત યાને ધંધા વિનાની ધમાલ

( મુરખે નાર કુભારજા આણી—રાગ )

ફર્યો શહેર આખામાં ભાઇ, કે મુજને નોકરી મળતી નહી,
સર્ટીફીકેટ મેટ્રીકનું મેળવ્યું મહા મુશીબતે ભાઇ;
આશા હુતી કે આબાદ થઇશ હું એ આશાઓ રેગડ ગઇ. ફર્યો
નોકરીની શોધમાં આવ્યો હું આંહી માસ વીત્યા ત્રણ ચાર;
ટાંગા તુટ્યા વળી ખરચી ખુટી પુરો થયો હું ખુવાર. ફર્યો
શેઠીયા તો કાંઇ વાત ના સુણતાં કહે જાઓ મેનેજર પાસ;
ઉત્તર મળે કે અરજી આપો શું કામ જાણો છો ખાસ. ફર્યો
ઇન્ગ્લીશ બોલતા લખતા જાણું, નામું ના જાણું લગાર
પેઢીવાલા કોઇ પેસવા ના દેતાં, ના સાંભળે કંઇ સતકાર. ફર્યો
હાડ હરામી હુન્નર ના સુઝે ભણ્યો બહુ ઇન્ગ્લીશ ભાઇ;
ઉમર અરધી વીતી છતાં પણ રોજી કંઇ મળતી નહી. ફર્યો
ઘેર જાઉં તો બૈરી બોલે નોકરી લાગો તત્કાળ;
અનાજ ખુટ્યું લાવી આપો શું ખાશે આ નાનાબાળ. ફર્યો
કલાર્ક વન વોન્ટેડ મળજો મીલમાં વાંચી હરખ નવ માય;
અરજી સાથમાં સર્ટીફીકેટ લઇ ગયો શેઠને મળવા ત્યાંય. ફર્યો
મીલમાં પેસતાં દેખીને ભડક્યો મુજ જેવા ચાળીસ ક્લાસ
નોકરીની શોધમાં આવી ઉભેલા મેટ્રીક પ્રીવીયસ ઇન્ટર પાસ ફર્યો
શેઠજી આવ્યા મોટરથી ઉતર્યા પુછ્યું કેમ ઉભા છો ભાઇ,

અરજી આપો અનુભવ લખજો જરૂર પડયે બોલાવશું અહીં ફરે
અરજી આપી બહુ વાંચી પેપરમાં જાહેર ખબરો જોઇ;
ઉત્તર મળ્યા ના કોઇના મુજને ઉલટી ગાંઠની મુડી ખોઈ. ફરે
પુંછડાં મોટાં મેટ્રીક બી. એ. ના આપે શાણી સરકાર;
થયો ભટકતો આ કાળમાં ફસાઇ ખોટું નહી તલભાર. ફરે
શેઠના હોય જે સાળા બનેવી તે મેળવે સારા પગાર;
ભલે અજ્ઞાન કે અક્કલ વીનાના તેના પાસા પડે પોબાર. ફરે
લાગવગ વાળો જલ્દી ફાવે અગર હોયે જો ગાંઠે દામ;
ગરીબ બીચારાનો બેલી કોઇના આસું જોયું મેં ઠામોઠામ. ફરે
કીંમત કોડીની આજ ભણતરની જુઠ જરી ના લગાર;
કહે શામજી હુન્નર ઉદ્યોગથી થાશે દેશનો ઉદ્ધાર. ફરે

---

ગાયન ૩ જું

## બાપ બેટાની લડાઇ
યાને
## સુધરેલાની ભવાઈ.

(રાગ સવૈયા)

બાપ–

દુષ્ટ દીકરા વીચાર કરતું ઉછેરી મોટો કીધો,
ત્રીશ વર્ષનો થયો છતાં ના પૈસો મુજને દીધો; ૧
બી. એ સુધી ભણાવવામાં પઇસાના કીધા પાણી,
હતું તે સઘળું વેચી નાખ્યું ના લોટો પીવા પાણી; ૨

દુર દેશાવર જઇ બેઠો તું ફેશનમાંહી બહુ ફરતો,
પગાર પોણોસો છે છતાં ના ભાળ મારી કરતો. ૩
વૃદ્ધાવસ્થાએ પહોંચીશ ત્યારે આશ હતી મુજને તારી,
પતિ પત્નિ બસ મોજ ઉડાવો ના દરકાર તમને મારી. ૪

દીકરો—

બી. સાઇલન્ટ અરે! ડોસલા જાણીતો કોઇ જોઇ જાશે,
મીત્રમંડળમાં સેન્સલેસ ફેલો કીર્તિ મારી કોડી થાશે; ૫
ભીખ માંગ કે અફીણ ખા પણ ના પાઇ પણ દેવાનો;
મારે ને તારે શું વળગે હું બસ મોજ ઉડાવાનો, ૬
છોકરાંઓને બગાડનાર તમ જેવા માબાપો છો.
પાઇ માંગે ત્યાં પઇસા આપો તેમાં કહો વાંક કોનો છે; ૭
વીચાર કરવોતો પહેલેથી આ છુટ નોતી દેવી મુજને,
ઇન્ગ્લીશ નોલેજ બહુ દેવામાં સાર મળ્યો આ તુજને ૮

બાપ—

કબુલ કરૂં છું અરે! દીકરા ભુલ મારી છે બહુ મોટી,
ભણી ભણી સુધરી જઇશ તું આસાન મુજને ન્હોતી. ૯
કર્જ કરી માથે બહુ મોટા ભણાવીયે તમને જયારે,
વૃદ્ધાવસ્થાએ કામ ન લાગો કરવા શું તમને ત્યારે; ૧૦
નાટક સીનેમા જોવા જતાં પઇસાના હીસાબજ નહીં,
હોટલમાં વળી હુંડીયું કાઢો બીલ ચુકાવો ફેશન મહીં; ૧૧
સુખી જીવન એ ગામડાનું સંપ સઘળે લાગે છે,
તમ જેવા સુધરેલાઓથી લક્ષ્મી દુરજ ભાગે છે; ૧૨
સ્વતંત્ર મીજાજનું નોલેજ અલ્પ બુદ્ધી વંઠી જાયે,

બી. એ. એમ. એ. થયા પછીથી વૃદ્ધ માબાપથી શરમાયે; ૧૩
સાદુ જીવન ગાળી જે જન, માબાપની સેવાજ કરે,
કહે રામજી આ સંસારે, ભવસાગરથીજ તરે. ૧૪

---

ગાયન ૪ થું.

## સુધારાની પોલ

(બુલે છગરકો પ્રીતિ રાગ)

સુધરેલ સુંદરીઓ ફેશનમાં, ચેતો બહુ ચલાવે પોલ.
ફેશનમાં ફરવું હરવું વળીથી જરીના કરવું,
આવું પોતાનું કરવું ચેતો બહુ ચલાવે પોલ સુધરેલ
દર્શનના બહાના કાઢી જાયે ફરવાને દહાડી,
આવે કંઇકને પ્રીતિ લગાડી ચેતો બહુ ચલાવે પોલ. સુધરેલ
લટક મટકતી ચાલે પગમાં ચમ્પલને ઘાલે,
ભરી બજારે એકલી મહાલે ચેતો બહુ ચલાવે પોલ. સુધરેલ
વાંકો સેંથો માથે પાડી ઓઢે ફેશનેબલ સાડી,
બેસે ફરવાને ગાડી ચેતો બહુ ચલાવે પોલ. સુધરેલ.
પોલકાં બોડીસે ફેશનદારચોળીના કમજો જરીયે ભોળી.
સળગાવે હંમેશાં હોળી ચેતો બહુ ચલાવે પોલ. સુધરેલ.
પતિ પચાસ મહીને લાવે સુધરેલી શોખે ઉડાવે,
ઉલટું માંથે દેવું કરાવે ચેતો બહુ ચલાવે પોલ. સુધરેલ.
ફેશનમાં ઝીણું બોલે ગણે પતિ તરણલા તોલે,
અને ચલાવે પોલમપોલે ચેતો બહુ ચલાવે પોલ. સુધરેલ.

સતિ ખુંજ બાહેર કહાવે પતિ ભોળાને ભરમાવે,
ફરે મરજી મુજબ ફાવે ચેતો બહુ ચલાવે પોલ. સુત્રરેલ.
ફેશન અનીતિ લાવી થઈ બ્હેનોને મન ભાવી,
નથી સરવે છેકજ આવી ચેતો બહુ ચલાવે પોલ. સુત્રરેલ.
કહું શામજી કરજોડી દીયો સાદાઈમાં ચીત્ત જોડી,
જુજુ કરોના કીત કોડી ચેતો બહુ ચલાવે પોલ. સુત્રરેલ.

---

ગાયન ૫ મું

## સમયની બલિહારી

( પ્રભુ તને પ્રસન્ન કેમ થાયે રાગ )

દેખી પરદેશી હીલચાલ બન્યો આ દેશ આખો પાયમાલ.
દેશ મેલી પરદેશ ફરેછે ભ્રષ્ટ થતાં ના ભડકે,
ધર્મ શરમ મુકીને વટલી ચાલી નીકળ્યા સડકે. દેખી.
પટેલ જાણું બનુ પારસી વણીક જાણૂ વીલાયતી,
દરજી જાણું બનુ દફતરી ભુલી ગયા નીજ જાતી. દેખી.
લુહાર જાણું જાઉ લાતીમાં સુતાર કહે બનુ સાબ,
મોચી જાણું બનુ દફતરી નીચે ધરતી ઉંચો આભ. દેખી.
કડીયા બન્યા કામલી જેવા કુંભારે પહેર્યો કોટ,
બ્રાહ્મણોએ બંદુક બાંધી માગવો મુકયો લોટ. દેખી.
બાબર જાણું બનુ બૅરીસ્ટર ખ્રીસ્તી જેવા ખત્રી,
ઠકર જાણું બનુ થાણદાર ફરૂ ઝાલીને છત્રી. દેખી.
ભરવાડ ભાવતો ભણવા લાગ્યા ઢેડ જાણું ગોરો,

કોળી જાણે અનુ કાઠી ભંગી જાણે ગોરો. દેખી.
પુરૂષોએ ફેશનેબલ પહેર્યા સ્ત્રીએ ઓઢયાં આછાં,
ગમે તેવી લાજ કાઢે છે તોયે દેખાયે ડાચાં. દેખી.
ચુડા કાઢી બંગડી પહેરી તજ્યો કમખો પહેરી ચોળી,
રાતી સાડી કાઢી નાંખી પહેરી સાડી ધોળી. દેખી.
દીના વાગ્યા ડાકલાને રાતના વાગ્યા પાવા,
બઈરીઓના રાજ્યમાં તો ભાયડા બન્યા બાવા. દેખી.
ચાએ ટાળ્યું શીરામણુને બીડીયે ટાળ્યો હોકો,
ટોપીએ ટાળી પાઘડી હવે કોનો કરવો ધોખો દેખી.
વાસણ લાવ્યા એલ્યુમીનના નાણું દીધું સાચું,
ટીન, ચીનના વાસણ લાવી કાઢ્યું ઘરનું કાંસુ, દેખી.
તજી પાઘડી પહેરી ટોપી કોટ પાટલુન જાકીટ,
બાબરી રાખી બન્યા બેરીસ્ટર પુજી ઘડીયાળ પાકીટ. દેખી.
ઘરેણામાં ઘડીયાળ રાખે શીરામણમાં ચા,
ઉભો ઉભો બીડી ફુંકે જાણે જમાલખાં દેખી.

---

ગાયન ૬ ઠું

## સુધરેલી શ્યામા

અને

## ભોળો ભરથાર

( રાગ સવૈયો )

( ચાલુ જમાનાની સુધરેલી સ્ત્રી બજારમાંથી પાંત્રીશ રૂપૈયાનું કાપડ ખરીદી માસીક પચાસ રૂપૈયાની કમાણી

કરતાં ધણીને બતલાવે છે ધણીનું કાળજુ ખોટાં ખરચાંથી કળકળી ઉઠે છે અને પતિને ચાલુ જમાનામાં આવા ખોટા ખરચા નહી કરવા શીખામણ આપે છે.)

પતિ—સાડી તો પંદરેક પડી છે પોલકાંનો તો પારજ નહી,
છતાં આ તું શાને લાવી શરમ છે કે તુજને નહી.
પચાસ રૂપરડી પગાર મુજને મહીનો પુરો થયેજ મળે,
મોજશોખ તેમાં તારે માણુવા દેવું મારૂ કેમ ટળે
દાણાવાળો આંટા ખાયે ભાડુ તો છે હજુ દેવું,
મ્હોકાણ ત્યાં તો માંડી બેઠી શંખણી તુજને શું કહેવું.
દાળ ભાતને શાક રોટલી ભભકદાર ખાણું તારે.
જોઇયે ચાર છ દહાડે મિષ્ટાન્ન તે નહી ચાલે હવે મારે.
જો આ ટોપી ત્રણુ આનાની પહેરણુ ફક્ત પચીસ આના,
ધોતીયામાં કરૂં ખરચજ ઓછો તારે તો કરવા તાના.

પત્નિ—સ્ટૉપ. યૉર.લૅકચર પ્લીઝવૉટ. ડુ.યુ વૉન્ટ. ટુ સે.મીનાઉ,
સુવરેલીએ શબ્દો કે કયા પરણી બોલો કયાં હુ જાઉં.
ત્રેવડ ન હોતી કપડાંની તો પરણુવા કોણે કીધું તું,
યુ.આર.નૉટ.એબલ.ટુ સપૉર્ટ મી.ઑન.યૉર.ટૉક.ટુ.ડે.આઇ.ન્યુ
બસ આવી સાડી આવા પોલકાં પહેરવાને મારે જોશે.
શું મરજી છે કહો તમારી પૂછયું પત્નિએ રોશે.
બુટ સ્ટૉકીન્ગ અમ્બ્રેલા અને હૅન્ડકરચીફ હાથે જોશે,
શક્તિ ન હોયે લાવી આપવા ગીવ. મી. પરમીશન. ટુ. ડે.
યું કે. ચા હવે તમ નહી ચાલે તમથી તો નહીં ડરવાની
સાદાઇમાં તો નહીંજ રહેવાની ફેશનમાં બસ ફરવાની.

પચાસ લાવો પાંત્રીસ લાવો મારે તેનું કામજ નહી,
મોજ શોખ અને વૈભવ માણવા આવી પરણી તમને અહી.
ભીખ માગો આ શહેર પડ્યું છે પૈસા પાસે જો ના હોયે
મને કશું ના કહી સંભળાવો સુધરેલી ભભકી ત્યાંયે.

પતિ—પચાસ લાવું ત્યાં પાંસઠ ખરચે પંદર મહીને જોડવા પડે,
જ્યાં જોઇયે ત્યાં રાંડની તારી ફેશન રોજે રોજ નડે.
ઘરબાર વેચ્યાં તુજ ફેશનમાં માથે બહુ કીધું દેવું;
તારે તો બસ ફેસન ફેસન હજુ પણ ફેશનમાં રેવું.
શું કરૂં હવે હું કંટાળ્યો કંકાસ કરે છે રોજ રોજ,
બેહાલ થયો હું તુજને પરણી પણ તારે તો કરવી મોજ.

પત્નિ—કહેવા શું માંગો છો મુજને ગાળો આપી મનગમતી,
લવારો આજે કેમ વધ્યો છે નથી રહેવા આવી નમતી.
ઘરબાર વેચ્યા દેવું કીધું તેમાં શું સંભળાવો છો,
ખાવા પણ હજુ અનનું પડશે શહેરમાં શું કામ લાવો છો.
નહોતી જાણતી ગામડું હું આ મોજ શોખ શું કહેવાયે,
મોજ શોખો તમેજ બતાવ્યા હવે કહો કેમ સહેવાયે.
નાટક ચેટક જોવા જતાં છૂટી મુજને બહુ દીધી,
શહેરના વૈભવમાં નાંખી સુધરેલી મુજને કીધી.
શું જુવે છે કહે સુંદરી કહીને રાજી કરતાતા,
ડહાપણ તે દીન ક્યાં ગયું'તું તમો પણ ફેશન ફરતાતા.
બી.એ, ભણેલા વળી શહેર વાસી ભાઇબંધો પણ સુધરેલા,
સાહામાં હું આવી જેથી ઠઠ્ઠા સહુ મારી કરતાં.

ઇન્ગ્લીશ નૉલેજ દેવા મુજને પૈસાનાં કીધાં પાણી,
તેમાં ભુલ છે કોની કહોને પૈસા કર્યાં છે ધુળધાણી.
પતિ—પ્રિયા તે હું કબુલ કરૂંછું ભુલ મારી છે બહુ મોટી,
ભણી ભણી બે હાલ થયો છુ તું જરીયે છો નહી ખોટી.
બીઝનેસ તે દીન સારો ચાલતો દોઢસો મહીને મળતાતાં,
વીચાર કર્યો નહી ભવિષ્યનોમે દોઢસો મહીને ખરચાતાં.
પચાસ રૂપરડી પગાર મળેછે જુનો છુ તેથી મુજને,
તેથીજ ફેશન કાઢી નાંખવા વીનવું હુ આજે તુજને.
બી.એ. થયેલાં બહુ રખડે છે મેટ્રીકનો તો પારજ નહી,
પચાસ રૂપરડી પગાર આજે મેળવવો કઠીણ છે અહી.
પગાર વધારવા કહેવા જાતાં ગડગડીયું હાથમાંજ મળે,
કહે શામજી પડની શાહેરોની સમજુ મનમાં સો કળે.

---

ગાયન ૭ મુ

## પચાસ રૂપૈયાના પગારદારની કહાણી.

( રાગ સવૈયા )

પ્રથમ ગામડે રહેતો જ્યાં હું ખેતી ધંધો કરતો તો,
પ્રભુ આપે તે સંતોષ માની સ્વતંત્ર રીતે ફરતો તો.
શાહેરીઓના સુણી ગપાટા આવ્યો અમદાવાદ મહી,
મોજ શોખ વિવિધ પ્રકારના દેખી લોભાયું મન રહેવા અહી.
ફર્યો નોકરી માટે મહીનો આજીજી મેં બહુ કીધી,

મળ્યો મુફલીશ શેઠ મુજને નોકરી પચાસની દીધી.
મોડો વહેલો જાઉં કદાપિ ગાંળો આપે મનગમતી,
કરવું પડે ઘણી કામજ ઘરનું બીજે નોકરી ના મળતી.
કાળુપુર પર મકાન શોધી રૂપૈયા દશ ભાડુ કીધું,
પૈસા હતા તે સરવે ખરચી સીધુ જોઈતું મેં લીધું.
કાગળ લખી બૈરી બોલાવી આનંદે રહીશું જાણી,
પણ દશા થઇ કેવી મ્હારી તેની કહું તમોને કહાણી.
સાદાઇ તો મેં છેકજ છોડી મોજ શોખમાં મોહી ગયો,
પચાસનો પગાર છતાં પણ ભિખારી હાલતેજ રહ્યો.
પચાસનો પગારજ જેમાં મહીને દસ ભાડુ જાયે,
પાન સોપારી ચાય પાણીમાં નક્કી છ પુરા થયે,
અનાજ વાળો ઓળખીતો મારો મહીને દસ દસ લઇ જાયે.
નવ રૂપૈયામાં ભાઇઓ મારે નાટક સીનેમા જોવાયે.
સીગારેટનો શોખજ વધીયો થાય પાંચનો ધુમાડો,
હોટલમાં દસતો ખરચાતાં બાકીનો પડતો ખાડો.
પાસેના પાડોશી મારા તાગડધિન્ના કરતાં તાં,
બાપના પૈસે બૈરાં સાથે મરજી મુજબ ફરતાં તાં.
પાડોશીનો પવન લાગ્યો બૈરી બગડવાતો લાગી,
હતી ભોળી બની ઠગારી શરમ લાજ સરવે ત્યાગી.
પોલં પોલ ચાલે શહેરોમાં ઊપરના ભભકા ભારી
કહે શામજી તેથીજ ભાગ્યો ગ્રામ્ય જીવન છે સુખકારી.



## ગાયન ૮ મું

# સાચી સલાહ.

( મેરે મૌલા બોલાલે રાગ )

ખરચાં ખુબ વધ્યાં હવે બંધ કરો,
ખીસા ખાલી થયાં તેનો ખ્યાલ કરો.
રોટી વીના બંધુ કરોડો આ દેશમાં આજે રહે,
વિના મોતે કંઇક મરતાં કહેતાં આંસુડાં વહે;
એવા દીન બંધુની જરા વાહાર કરો. ખરચાં.
કૉલર નૅકટાઇ કોટ જાકીટ પૅન્ટ વીદેશી પહેરતાં,
વેશ ગમે નહિ દેશનો વીદેશીમાં રાજી થતાં;
વેશ દેશના ના તમે દૂર કરો. ખરચાં.
આંખો છતાં ચશ્મા ચડાવો બુટો જુવે વીલાયતી,
થયો તબેલો સાફ પણ ફેશન હજુએ ના જતી;
ફેશન ફેશનમાં શું ફુલાયા કરો. ખરચાં.
ધર્મ ભ્રષ્ટ વીદેશી બીડીયે લાખો કરોડો જાય છે,
અક્કલ વીનાના આદમીથી ના હજુ છોડાય છે,
હાલ બે હાલ થયાં બંધુ ખ્યાલ કરો. ખરચાં.
ખરચાં વધ્યાં આજે ઘણાં અત્તર અને તેલો તણા,
ભભકા મહી ભારે ખુવારી થઇ દેશની રહીના મણા;
ભભકા ખોટા હવે ભાઇ દૂર કરો. ખરચાં.
ફેશન તણા ફંદે ફસાઇ શું ફાયદો કાઢયો કહો,

આ દેશનો પૈસો ખરે પરદેશમાં ચાલ્યો ગયો;
હવે રહ્યો તેનો કંઈ વીચાર કરો. ખરચ્યાં.
મેટ્રીક થયા. બી.એ થયા એમ. એ. થયા શા કામના,
બટકી ભણેલા ભીખ માગે આ દેશમાં આજે ઘણા;
પુનઃ હુન્નર ઉદ્યોગને હાથ ધરો. ખરચ્યાં.
ભણ્યા ભણ્યા પણુ ના ગણ્યા અને જ્ઞાન ગોખણીયું રહ્યું
શુરવીરતા બેઠાં ગુમાવી હાડ હરામી થઇ ગયું,
આશા પરની સહાનો ત્યાગ કરો. ખરચ્યાં.
શોખો વધ્યા હોટલ તણા પૈસા ખરાબી થાય છે.
ચાયના પ્યાલા ચઢાવી શક્તિ શરીરની જાય છે;
એવાં શોખ નમાલાનો નાશ કરો. ખરચ્યાં.
નાટક સીનેમાના બહુ શોખો વધ્યા આજે ખરે,
તન, મન,અને ધનની ખરાબી આંખો ના ખુલે અરે;
પૈસા બરબાદી થાતાં હવે બંધ કરો. ખરચ્યાં.
ઓઝલ તણી રહેનારીઓ આજે આંહી અથડાય છે,
નાટક, સીનેમા ભરી બજારે બહુ ભટકાતા જાય છે;
બહુ છુટા પણું દેવું બંધ કરો. ખરચ્યાં.
ફેશન વધી છે નવ નવી પોલકાં અને ચોળી મંહી,
ગુણીકા તણા વેશો બજાવે ચપ્પલ વિના ચાલે નહી;
નથી સાર ફેશનમાં વિચાર કરો. ખરચ્યાં.
મન મોહ્યા મલમલ થકી બારીકથી બહેનો તણાં,
ફાળકા કાઢ્યો નહી વ્યભિચાર વધ્યો ના મણાં,

એવા બારીક વસ્ત્રોનો ત્યાગ કરો. ખરચાં.
ચુડી ગઇ ચુલા મહી શોખો વધ્યા બંગડી તણાં,
આ કાચના કટકા થકી પૈસા થાયછે પાણી ઘણાં;
જુના રીત રીવાજો ના બંધ કરો. ખરચાં.
આવક ઘટી ખરચાં વધ્યા ઉભા છતાં શું આંધળા,
પસ્તાઈ મરશો આખરે રોટી વીના સમજો ભલા;
કહે શામજી કહેવુ મારૂ કાન ધરો. ખરચાં.

ગાયન ૯ મું

## લલીતાનું જાહેર લીલામ.

અરે આવો અરે આવો અમારી લાડકી લેવા,
રૂપૈયા રોકડા લાવો અમે તૈયાર છે દેવા.
નથી કાંઇ ખોડ કે ખાંપણ ખરે ખુબ રૂપાળી,
જુવાની છે પૂરી ઝાઝી નજરથી લ્યો તમે ન્યાળી.
ભણેલી છે ગણેલી છે શિવણ સારૂં શીખેલી છે,
ભરતમાં મસ મચેલી છે રસોઈ બનેલી છે.
ધકળ સદ્‌ગુણની પેટી અમારી લાડકી એ છે,
ઉછેરી આપદા વેઠી ન એમાં જુઠ જરીએ છે.
તમે ના દામને રોશો નહીં કન્યા મળે આવી,
હીરો હાથે ચઢયો ખોશો શું કહું સુખથી ચાવી.
ખરો છે માલ તેના તો મકર ઝઝ જ પડવાના,
ઝુગારની છોટીએ વાતો કહીદો એક હાકે ના.
તમે મુઝાવ શું કરતા હશે નર વય વીશે મોટો.

નથી તેની કશી પરવા ભલેને છેક હો છોટો,
ભણેલો કેમુરખ મોટો અગર જલ્લાદનો જોટો.
નથી જોવો ખરો ખોટો અમારી દામપર દોટો,
ભલે સુરદાસ કે ઘેલો અગર દર્દી દીવાનો હો
મગર પૈસા મકર મેલી પછી લાડી ઉપાડી લ્યો
બડો બદમાસ કે કાફર અગર કાજળથી હો કાળો;
મગર જરથી કરોને તર પછી કર ઝાલીને માલો
ભલે વંઠેલ વ્યભીચારી ઉભય ડાચાં ગયાં બેસી;
અમે પૈસાના પુજારી અમોને કો પડી છે શી,
નથી કંઇ રૂપને જોવું નથી કુળવાનપર મોવું.
નથી ઘરનું કશું ખોવું નગદ નાણું છે લેવું,
કદી જર હોયના ઘરમાં મુકો ઘર કે ગીરો વાડી;
કશું જો હોત ના કરમાં નથી પડી વાટમાં લાડી,
થવું જો હોય ઘરબારી હઝારો લાંચ લાવોને.
નહીતો કહીયે જખમારી અહીંથી દુર જાઓને,
અમે તો એજ છે ધારી મની કલદાર ખખડાવે,
અમારી લાડકી પ્યારી ઉમંગે તેજ ઉડાવે.
અરેરે સ્વાર્થી પિતા હશે શું ચંદ્રમણિ આવા
સુતા ધારે દુખદ ચિતા કરી જમાત્રાને બાવા
પીતા એ કે પૂરા શત્રુ સુતાનાં ચંદ્રમણી કેવાં
કસાઇથી કુડા હા હા ગણી લેવા પીતા એવા
સુણી વાણી કઠીન અરે હૃદય ભડકે બળે મારૂ
પ્રભુ તું ગાયની વ.રે હવે ઝટ ધાય તો સારૂ.